# પ્રસ્તાવના.

---

સુજ્ઞ વાંચનાર સદ્ગ્રહસ્થો! આપ સાહેબની જાણમાં તો હશે કે હાલ કેટલાક વખતથી હું આ-પણી આ પ્રાચીન મંત્ર વિદ્યાના શોધમાં છું અને તે સબંધી મને જે જે બાબત જડતી જાય છે તે તે બાબત હું હરેક યુક્તિથી આપ સાહેબોની અમી-દ્રષ્ટી આગળ રજુ કરૂં છું. તેમ આ પુસ્તક પણ તેમાં એક વધારા તરીકે હાલમાં હું બહાર પાડું છું તેને મારા ગુર્જર બાઇઓ ઘણી હોંસથી અંગીકાર કરી મને અત્યાનંદ પમાડશે એવી હું આશા રાખું છું.

આ પુસ્તકમાં નીચે પ્રમાણે પ્રકરણો દાખલ કર્યા છે—

૧ લું વિવિધ પ્રકારના મંત્ર.

૨ જું વિધી યુક્ત યંત્ર સંગ્રહ.

૩ જું તંત્ર ભેદ ચમત્કાર.

૪ થું જાદુગરોની અજાયબીઓ.

૫ મું હાથ ચાલાકીના ગંજીફાના ખેલ.

ઉપર મુજબ અતિશય ઉપયોગી પાંચે તંત્રો આ પુસ્તકમાં દાખલ કરેલાં હોવાથી તે દરેક સ-જ્જનને વિશેષ ઉપયોગી થઇ પડે તેમ છે. આ પુ-

સ્તકમાં દર્શાવેલી કેટલીક બાબતોનો મેં પોતે અનુભવ કરેલો હોવાથી જે બાબતમાં વાંચનારને સમજણ ન પડે તે બાબત મને પત્ર દ્વારાએ પુછવાથી હું જણાવીશ; તેમજ તેમાંના કેટલાંક મંત્ર, તંત્ર, ને યંત્રનો સામાન મારી પાસે તૈયાર છે તે જોઇએ તો મંગાવવાથી વ્યાજબી કીંમતે મોકલી આપીશ. ગુરૂ જ્ઞાન વિના આ વિદ્યા સહેલાઇથી સાધ્ય થઇ શકતી નથી; તેથી હાલ તે વિદ્યા અંધારામાં પડી છે. આર્ય બંધુઓ આળસ તજી તેના શોધમાં ખંતથી મચી પડે તો બેશક તેનું મહત્વ માલમ પડે! અને તેના પ્રતાપે મહા સુખની સીમાએ ચડે.

લી. ભાષાંતર કર્તા.

**માસ્તર નાનાલાલ મગનલાલ**



# જાદુઈ ખેલ!

---

## પ્રકરણ ૧ લું.

## વિધિ યુકત મંત્ર સંગ્રહ

### (૧) ભોગ યક્ષિણી પ્રયોગ મંત્ર (અક્ષર ૧૯)

**मंत्र–ओम् नमो आगच्छा आगच्छा सुरसुंदरी स्वाहा ॥**

વિધિ–સ્વચ્છ જળથી સ્નાન કરીને પવિત્ર વસ્ત્ર પેહેરી વડની નીચે બેસીને આ મંત્ર સાઠ હજાર વાર જપવા દસાસેન હવન પંચ્યઆધ કરવો, પુરશ્ચરણ હોય ત્યારે બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને જમીન ઉપર સયન કરવું, તેથી દેવતા સિદ્ધ થાય, નીત્યે સોનાનો ટકો લાવી આપે; પાતાલનું અમૃત અને વસ્ત્ર જે માગે તે હાજર કરે.

### (૨) પીશાચ યક્ષિણી મંત્ર (સદાક્ષરી)

**मंत्र–ओम् ह्रीं श्रीं क्लीं नमः ॥**

વિધિ–પીંપળાના ઝાડ નીચે બેસી આ મંત્રનો

બાવીસ હજાર વેળા જપ કરવો. ઘી સિદ્ધ નૈવેદ્ય તેનો આહાર કરવો. દસાસેન હવન પંચઆદ્ય ખીર એવું કર્યાથી દેવતા પ્રસન્ન થાય. ભૂત, પીશાચ, પ્રેત દેવતા, રાક્ષસ, વીગેરે શેવા કરે અને તેમને જ્યાં મોકલે ત્યાં જાય.

**( ૩ ) મસાણ યક્ષિણી મંત્ર** (નવાક્ષરી.)

**मंत्र–ओम् ह्रीं भगवतीभ्यो नमः ॥**

વિધિ–આ મંત્રતો મસાણમાં બેસી નગ્ન મુક્ત કેસે જપ પચાસ હજાર વખત કરવો દેવતા સીદ્ધ થાય. ફળ તથા પુષ્પ લાવી આપે.

**(૪) વસ્ય યક્ષિણી મંત્ર** (દશાક્ષરી.)

**मंत्र–ओम् द्वारदेवतायां ह्रीं स्वाहा ॥**

વિધિ—જપ છવીશ હજાર ફેરી નદી કીનારે એસીને કરવો. દસાસેન હવન ગુગ ઘી દાલી બી. જેથી કરવાથી દેવતા પ્રસન્ન થાય. તે હવનની ભસ્મ (રાખ) જે સ્રીપુરૂષ ઉપર નાંખીયે તે તત્કાળ વશ થાય.

**(૫) બંધ મોક્ષણી મંત્ર.** (એકાદશ અક્ષર.)

**मंत्र–ओम् नमो हटेल कुमारी स्वाहा ॥**

વિધિ—જે માણસ બંદીખાનામાં પડયો હોય

તે બે હજાર વખત આ મંત્ર જપ કરે તો સાત દહાડામાં તેનો છુટકો થાય. છુટકો થયા બાદ દસાસન હવન કરવો. ખીર ઘી કુમારીને પંચભક્ષ કરાવી ભોજન કરવું.

## (૬) અદ્રશ્ય યક્ષિણી મંત્ર.

**मंत्र—ओम् कनकवती करवीरि के स्वाहा ॥**

વિધિ—કૃષ્ણ પક્ષમાં અષ્ટમીના નજીક અમાવાસ્યા પર્યંત જપ ત્રણ હજાર વેળા કરવો. લીંબડાના ઝાડની છાયા નીચે જપ તથા દસાસેન હવન કરવો. તે હવનની રક્ષાનું ટીલક કરવાથી અદ્રશ્ય થાય અને ટીલક ધોઇ નાંખવાથી પ્રથમ જેવો દેખાય.

## (૭) ગણપતી યક્ષિણી મંત્ર.

**मंत्र—ओम् ग्रां ग्रीं ग्रं गणपतये स्वाहा ॥**

વિધિ—આ મંત્ર એક લાખ વખત જપી બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવું, જમીન ઉપર સુઇ રહેવું દસાસેન હવન પંચઆદ્ય ઘીનું કરાવેથી સીદ્ધી હોય ઇચ્છીત ફળ પ્રાપ્ત થાય.

## (૮) સિદ્ધ મહાયક્ષિણી મંત્ર. (અષ્ટાક્ષરી)

**मंत्र—ओम् ह्रीं पद्मावती स्वाहा ॥**

વિધિ—આ મંત્રનો બે લાખ વખત જપ કરવા તેથી મંત્ર સિદ્ધ થાય અને ઈંદ્રિપદ પામી તથા સર્વે પ્રકારે સુખ થાય.

(૯) વિદ્યા સિદ્ધ યક્ષિણી મંત્ર. (નવાક્ષરી)

**मंत्र—ओम् ह्रीं वेदमातेभ्योनम ॥**

વિધિ—સવા લાખ વખત જપ કરવા, દસાસેન હવન, ખીર પંચઆચે કરવાથી મંત્ર સીદ્ધ થાય.

(૧૦) સર્વેષિધીપયોગી યક્ષિણી મંત્ર (મંત્રાક્ષર સતાવીશ.)

**मंत्र—ओम् ह्री सर्व ते सर्वश्री क्लीं सर्वौषधी प्राणहितं निर ते नमोनमः स्वाहा ॥**

વિધિ—આ મંત્ર ભણતાં જે જે ઔાષધી લઇએ તે સિદ્ધિ હોય.

(૧૧) સર્વ કાર્ય સિદ્ધી મંત્ર (મંત્રાક્ષરે ૩૭)

**मंत्र—नमो सिद्धिविनायकाय सर्व कार्याणी सर्व विघ्न प्रसमनाय सर्व राज्य वस्य करणाय श्री ओम् स्वाहा ॥**

વિધિ—એકસોને આઠ વખત જપ કરવા અને ગામ જતી વખતેજ જમવાથી સર્વ વિઘ્ન દુર થાય.

અને જે કામ મનમાં ચીંતવ્યું હોય તે પણ શુભ થાય અને સર્વે પ્રકારે સુખાનંદ મળે.

**(૧૨) ભોગ યક્ષિણુી મંત્ર (મંત્રાક્ષરે ૧૩)**

**मंत्र—ओम् श्रीं जंभ मान्नुके पद्मावेिने स्वाहा ॥**

વિધિ—જપ પચીસ હજાર વખત, દસાસન હવન કરાવે. ઘી પંચખાદ્ય કરાવે તો દેવતા સિદ્ધ થાય. અને અન્ન, વસ્ત્ર, ફળ, ફુલ જે જોઇએ તેટલું તત્કાળ લાવી આપે.

**(૧૩) સિદ્ધિ યક્ષિણી મંત્ર** (અગીઆર અક્ષરી)

**मंत्र—ओम् नानावर्ण पद्ममावती स्वाहा ॥**

વિધિ—વાવ્યમાં કળસ મુકી એક લાખ વખત જપ કરવો, દસાસન હવન કરવું, ઘી, ગોળ, સેવતીનાં ફુલ લાવી કરવાથી મંત્ર સીદ્ધ થાય.

**(૧૪) જળ યક્ષિણી મંત્ર.**

**मंत्र—ओम् नानावर्णा न दलभ्यः स्वाहा ॥**

વિધિ—હોડીમાં બેસી બાર હજાર વખત જપ કરવાથી પાણીમાં બુડે (ડુબે) નહીં, તથા મગર મચ્છના નો ભય થાય નહીં.

કરવા

## (૧૫) ચેટક મંત્ર.

**मंत्र—ओम् ऐं ह्रीं श्री स्वाहा ॥**

વિધિ—બહોતેર હજાર વખત જપ કરાવી દસાસન હવન કરાવે જેના નામે કરાવે તે વશ થાય.

## (૧૬) સ્ત્રી પુરૂષ બુદ્ધિ પ્રયોગ મંત્ર.

**ओम् हती प्रियाय पद्मावती स्वाहा ॥**

વિધિ—નિત્ય ૧૦૮ જપ કરાવવા. એમ જ્યારે લાખ જપ થાય ત્યારે દસાસન હવન કરાવી પ્રત્યેક જપ ૧૦૮, દિવસે ફળ પ્રાપ્ત થાય.

## (૧૭; શત્રુ વિધ્વંસિની મંત્ર.

**अस्य श्री शत्रु विध्वंसिनी मंत्रस्य ज्वल्त्यावक ऋषीः**

**अनुष्टुप छंदः**

**अग्नीदेवता शत्रुविध्वासिनी देवता तम शत्रु विध्वंनार्थे जपे वि नियोगः ॥ शत्रु विध्वासिनी हौद्री त्रिशिरा र[illegible] अग्निज्वाल रौद्र- घोरदृष्टी तपस्वीनी ॥ १ ॥ दिगंबरी**

मुक्त केशीरक्तयानी वडोदरी ए तै सत्रे कृते घोरे शीघ्रमुच्चारने द्वीशे ॥ २ ॥ इदंस्तप जपे न्नित्यं विजयं शत्रु नाशनं ॥ सहस्रंच दशं कुर्यात् कार्य सिद्धिर्न संशयः ॥ १ ॥

## (१८) वींछी पकडवानो मंत्र.

खटकर पाया मूछकर बाण डंख मारेतो रव्याज मोही दिन चिस्ती कीजें ॥

वीधी—आ मंत्र कृष्णुपक्षमां अमासमां आवे तो जप करवो अने मोटा लींबुनी डाळी सवारना पहोरमां कोइने पण जोया तथा बोल्या वगर मुंगे म्होडे जइ आपणी साथेनी न रहेवा देता लाववी. बाद ते मुळीना अंगुष्ट पर्वे गणपती करीने रक्ताचंदने चर्चवुं. पछी एक आसने मुकी जप करवो. नीत्य सतावन फेरी जप करी नैवेद्द करी जमवुं तेमांथी बीजा कोइने आपवुं नहीं ने पुजामां चोखा, पुष्पथी पुजा करवी पछी भोजन कर्या बाद रात्रीए एकांते जप करवो अमास वीत्या पछी गणुपतीने पाघडीमां मुकवा. जप १०८ करवा

સર્વે જન વશ્ય થાય. ઘોડા ઉપર મુકીને જપ ૧૦૮ વાર કરે તો વેરીનો નાશ થાય.

(૧૯) ઉચ્છીષ્ટ ગણુપતી મંત્ર.

ओम्‌हस्ती मुखायलंबोदरायउच्छिष्टायमहात्मने ॥ क्रांक्रां-हां-हींघेघेउच्छि ायस्वाहा॥दधीम्रस्वाहा॥

(૨૦) શંખની ડંખની સાધન મંત્ર.

ओम्‌ नमो आदेश गुरुकुं ॥ प्रथम नारासिंहदेव ॥ पश्चात देवीकी शक्ती ॥ आभीया पारश्व भ्राता॥ श्री राम लक्ष्मण शाकीणी मार डाकीणी मार मार हनुमंत बीर ॥ गुरु शक्ति मेरी भक्ति स्फुरो मंत्र इश्वरी वाचा ॥

વીધી—આ મંત્ર કાગળ ઉપર લખીને મ્હોડે કરવો ને એકસોને આઠ વાર જપવો તેથી ડાકણી સાકણી જ્યાં હશે ત્યાંથી જલ્દી આવશે.

(૨૧) શાકણી ડાકણી આકર્ષણ મંત્ર.

ओम्‌ नमो मह [illegible] य गना थाय ॥ शाकीनी कल हृक्षाय ॥

**अष्ट योगिनी संधी सकळ दंडन साधय ॥**
**बंधव बंधव मार मार चुरय चुरय ॥**
**ओम् हां -हीं -हो लोहम यफट स्वाहा ॥**

વિધિ—ગુગળીનો કકરો લઇ આ મંત્ર ૧૦૮ વાર જપે ત્યાં સુધી ધુપ દેવો તેમાં ગુગળીનો કાંકરો રહે-વા દેવા પછી કહાડી લઇ જેવો ડાકણીના માથામાં મારવાથી વાગશે કે તરત ડાકણી આવસે. વસ્ત્ર લઇ તેના ઉપર મંત્રીએ તો આપણા ઘરમાંથી ડાકણી શા-કણીઓનાં માંથા મુડાઇ ( બોડાં થઇ ) જાય.

**(૨૨) ચોર પકડવાનો મંત્ર.**

**ओम् -हीं चक्रेश्वरी चक्रधारिणी चक्रवगन करोति भ्रामय चारे ग्रहण स्वाहा ॥**

વિધિ—શક પડતા માણસોને આ મંત્રથી એકવી-સ વખત ચોખા મંત્રીને ખવરાવવા બાદ થુંકાવવાથી જેના મોંમાંથી લોહી પડે તેજ માણસને ચોર જાણવો.

**(૨૩) મંત્ર બીજો.**

**पुनः इंद्राग्नि बंध बंध स्वाहा ॥**

વિધિ—તાડ પત્ર ઉપર અગર ભોજપત્ર ઉપર અ-

થવા કાગળ ઉપર લખી આ મંત્ર ૧૦૮ વારથી મં-ત્રી ભેંસના માંખ્ખણુથી ચોપડીને તેને બાળે તો જે ચોર હશે તેનું નામ બળશે નહીં.

**( ૨૪ ) શાકણી બુમ પાડતી નાસી જાય.**

**मंत्र—ओम् ब्रह्मरकुं दिनी स्वाहा ॥**

વિધિ—ઈંટના ઉપર એકવીસ વાર લખી તે ઈંટને સુ-કવીને સાંબેલાથી કુટવી એટલે શાકણી બુમ પાડીને નાશી જસે.

**(૨૫) તાવનો દોરો મંત્રવાનો મંત્ર.**

**भजरिवजकुमार ॥ वजरे बांधू दशे द्वार ॥ जो बजरी मांथे घाले घात ॥ हांके हनमंत मारे विसा हरमत मारे बीरः ॥त्रने पै काला ॥ त्रणेदाडिया॥त्रणेतरीया॥तावजआवेतोराजा॥ बीरकींपिडकाचाशब्दसाचाआणगोरापारवती की आण पुरो मंत्र इश्वरी वाचा ॥**

વીધી—કુંવારી કન્યાનું કાંતેલું સુતર હોય તે-નો દોરો કરીને વીસ ગાંઠો વાળવી પછી તેને ઉદ ને ગુગળનો ધુપ કરીને તે દોરાને એકવીસ વેળા

મંત્રીને જમણા હાથે બાંધવો તેથી તાવ જાય.

( ૨૬ ) મનવાંચ્છીત સીદ્દીનો મંત્र.

ओम् नमो श्री सूर्याय सहस्त्र किरणाय ॥
सिद्धि सिद्धि कराय मनवांच्छांत पुरयं ॥
कष्ट चूरयं चूरयं ॥ ओम् -हीं श्री सूर्याय नमः ॥

વીધી—દરરોજ પ્રાતઃકાળે ઉઠી આ મંત્ર ૧૦૮ વાર જપવાથી મનવાંચ્છીત ફળ પ્રાપ્ત થાય.

( ૨૭ ) સર્વ સીદ્ધી મંત્ર.

ओम् नमो भगवती पद्मावतीः वृपवादिनी ॥
सर्व जन क्षोभणी ओम क्रीं -हीं -हुं स्वाहा ॥

વીધી—હરેક કામ કરતી વેળા એકવીસ વાર આ મંત્ર જપવો તેથી કાર્ય સીદ્ધ થાય. તમેજ દર રોજ પ્રાતઃકાળમાં દાતણ કરી મુખ ધોવું પછી આ મંત્ર વેલા જપી આચમન કરવું, અને પદ્દમાવતીની શેવા કરવી તેથી ભાગ્યોદય થાય, શત્રુ નીર્બળ બને, લક્ષ્મી પ્રાપ્ત થાય, અને સર્વ આપણા વશ થાય.

( ૨૮ ) સંખની નચાવવાનો મંત્ર.

ओम् नमो हनमतं वीर लंकाथी आयो

बावन मणकी शीला लायो ॥ खिलहो हन-
मंत वीर ॥ राजा खील प्रजा खील डांकनी
खल: बाल भूत प्रेत मसाने चढो चवाटे हाटे
वाटे कूं खे वृक्षे खिलहो हणमंत वीर न खिल्ले
तो श्री राम चंद्रकी आज्ञा फिरे ॥

વીધી—હનુમાન સામે ઉભા રહી એકવીસ દહા-ડા સુધી ૧૦૮વાર ઉપરના મંત્રનો જપ કરી ધુપ દીવો નૈવેદ વીગેરે ધરવો એટલે તે મંત્ર સીદ્ધ થશે અને જ્યારે કોઇના દીલમાં શંખની બોલાવવી કે ખેલાવવી હોય ત્યારે ચોખાના દાણાને એકવીસ વખત મંત્રીને તેના ઉપર નાંખવાથી તરત તે બોલશે અને ખેલ કરશે.

## ( ૨૯ ) સાપ નસાડનાર મંત્ર.

ओम् अंठी अमार लटि स्वाहा ॥

વીધી—આ મંત્રનો નીત્ય જપ કરે તો ઘરમાંથી સાપ જતા રહે અને કોઇ પ્રકારનો ભય રહે નહી.

ઇતિ મંત્ર પદ્ધતિ સમાપ્ત.

# પ્રકરણ ૨ જું.

## તંત્ર ચમત્કાર.

---

### માટીનાં ચીત્રને રડાવવાનો ઉપાય. (૧)

જ્યારે કોઇ સ્ત્રી સુવાવડી થાય ત્યારે બચ્ચાના શરીર ઉપરની ઓાળ સુકવીને છાની રીતે રાખવી. બાદ જ્યાં ચીત્રો ગોઠવ્યાં હોય તથા ચીત્રશાળા હોય ત્યાં તે ચીત્રો આગળ તે સુકાવેલી ઓાળનો થોડો ભુકો દેવતા ઉપર નાંખી ધુપ દેવાથી માટીનાં બધાં ચીત્રો રડવા લાગશે. અને પછી તે ચીત્રોને ગુગળનો ધુપ કર્યાથી રડતાં બંધ થઇ જશે.

### ચીત્ર ઉરાડવાનો ઉપાય. (૨)

ઘેટીના પેશાબમાં અરીઠા, ... અને ઉંટના મ્હોડે આવેલું ફીણુ એટલી ચીજો એકઠી કરી હથેલીના તળીયે ઘસી હાથ સુકાવા દેવા. અને જ્યારે હાથ સુકાય ત્યારે ચીત્રના ઉપર તે હાથ ફેરવવાથી ચીત્રો દેખાતાં બંધ થશે. અને જો પાછો તમે અ-

વળો હાથ ફેરવશો તો પાછાં તે ચાત્રો પેહેલાની માફક દેખાશે.

## નગર ગ્રહણ ગ્રહણ દેખાય. (૩)

મોરના મ્હોમાંથી પડેલું પીત્ત આરશીને લગાડવું અને તડકામાં ઉભા રહી તેમાં સુર્ય જોવો એટલે ગ્રહણ થએલું દેખાશે.

## અદ્રસ્ય વિધિ. (૪)

પારો, સોમલ, દીવેલીયો, અને નાગનું માંસ, એટલી વસ્તુઓ એકઠી કરી પાણીમાં વાટી હાથે ચોપડવાથી તે હાથમાં લીધેલી વસ્તું કોઇથી દેખાશે નહીં.

## મટોડી ખાતાં મીઠી લાગે (૫)

ચનોખડીઓનાં વેલાનાં પાદડાં ચાવીને પછી માટી ખાધી હોય તો માટી સાકર જેવી મીઠી લાગે.

## દીવસે તારા દેખાય. (૬)

ધોળા રંગની ચનોખડીનાં પાંદડાનો રસ કહાડી તેમાં સુતર પલાળી તેની દીવેટ કરી તેનો દીવો કરી સળગાવી તેના ઉપરથી મેસ (કાજળ) ઉતારી લેઈ તે કાજળ આંખ્યમાં આંજવાથી દીવસે તારા દેખાશે.

## માણુસ અગ્નિ જેવો દેખાય. (૭)

સીંદુર, ગંધર, હડતાળ, અને મનશીલ એ સરખા વજને લઇ વાટી તેનો લુગડા ઉપર લેપ કરવો ખબે તે લૂગડું ઓઢી રાત્રે અંધારામાં ચાલવાથી તે માણુસ અગ્નિ દેવ જેવો દેખાશે.

## વરસાદમાં કપડું ભીંજાય નહીં. (૮)

રાળ અને સમુદ્ર ફેણ ભેગાં કરી ધોળા આકડાના ફુલના રસમાં નાંખી તેમાં કપડું પલાળી મુકવું તે કપડું વરસાદમાં ઓઢીને બેસીએ તો પણ પલળે નહીં.

## નજર બંધી પ્રયોગ (૯)

વાસ કપુર, પીંપર, ગુગળ, તે ત્રણેને વાટી ઢોલના બંન્ને બાજુએ ચોપડવું તે ઢોલ ગળામાં ભરાવી વગાડવાથી ઢોલનો અવાજ સંભળાશે પણ વગાડનાર આદમી દેખાશે નહીં.

## માણસને અદ્રસ્ય કરવાની રીત. (૧૦)

સુળી દીધેલા માણસના માંથાની ખોપરી લાવી તેમાં માટી ઘાલીને જવ રોપવા અને તે ખોપરી ખેતરમાં દાટવી. તેના ઉપર ઘેટીનું દુધ છાંટતાં જવું.

પછી જ્યારે તે ઉગીને દાંણા આવે ત્યારે તેમાંથી ૧૦૮ દાણા જવના લઇ તેની માળા કરવી અને તે માળા જેના માથા ઉપર મુકશો તે માણસ દેખાતો બંધ થશે.

### (૧૨) દહાડે નક્ષત્ર દેખાય.

સફેદ ખબુતર લાવીને સુકવા ને સફેદ સુરમો અગસ્ત્યાના રસમાં ત્રણ પુટ દઇ સુકવી તેનું ચુરણ કરી અંજન કરે તો દહાડે નક્ષત્ર દેખાય.

### (૧૩ રાક્ષસી ભુખ.

બેહેડાના ઝાડનું પાંદડુ શનીવારે તોડી લાવી તેને ડાબા પગ નીચે મુકી જે વખતે બેશે તે મણ અનાજ ખાય પણ હઠે નહીં. પછી જ્યારે પગ નીચેથી પાંદડુ કહાડી નાંખીને સ્નાન કરે તો પાછો રોજ ખાય તેટલુંજ ખાધાથી પેટ ભરાય.

### (૧૪) અદ્રશ્ય થાય.

કેક પક્ષીની આંખ્યનું ચુરણ કરી તેનું અંજન કરે તે અદ્રસ્ય થાય તેને દેવ લોકો પણ દેખી શકે નહીં.

### (૧૫) દીવાની જોત કેસર સરખી દેખાય.

હળદર ને ટંકણખાર તે જણસોને દીવેટમાં નાં-

ખીને તે દીવેટ સળગાવે તો તે કેસર જેવી માલમ પડે.

## (૧૬) ઘણુ દુરને અવાજ સંભળાય.

ગધાડાની વીષ્ટા, મલકાગોણી, પીંપળી, લીંબડાની છાલ, એ ચાર જણુસો સરખા ભાગે લઇ તેના જેટલો પારો લઇને તાંબાના લોટામાં મુકીને ઉપરની ચારે જણુસોનું મીશ્રણ કરી તે લોટાને પાતાલ યંત્રમાં મુકીને અર્ક કહાડવો. તે અરગના ચાર ચાર ટીંપા કાનમાં નાંખવાથી દૂરનો અવાજ પણુ સાંભળી શકાય.

## (૧૭) મુવેલો દેડકો બોલે.

દીવાળીને દહાડે મરેલો દેડકો લાવવો તેમાં પારો ને લીંબડાનો રસ ભરીને નદી કીનારે એક મહીનો જમીનમાં ઘાલી મુકવો પછી તેને જમીનમાંથી કહાડી લાવી હાથમાં મુકવો તો તે આપોઆપ શબ્દ કરવા માંડશે.

## (૧૮) પીશાચ સીદ્ધી દર્શન.

વડવાગોળ પકડી લાવવી અને તેને પારો પાવો તે પાતી વખતે જે પારો બહાર પડે તે લઇને તે-

ના બરાબર સીસું મેળવી તે બંન્નેનું કાજળ પાડી તે ડબ્બીમાં ભરી રાખવું અને તેનું અંજન કરવાથી ભુતપ્રેત પીશાચ દ્રષ્ટી પડતાંજ વશ થાય ને કહ્યા મુજબ કામ કરે તથા બીજા વર્તમાન પણ માલમ પડે.

## ૧૯ ભૂત બોલે.

પોસ વદી તેરસે વીશાખા નક્ષત્ર હોય તે દહાડે મધ્યરાત્રીએ પારોસા પીંપળાને આમંત્રણ કરવું પછી બીજે દહાડે મધ્યરાત્રીએ સ્નાન કરી શુદ્ધ થઇ કોઇની સંગાથે બોલ્યાચાલ્યા વગર પેલા પીંપળા પાસે જઇ તેને ધુપ દીવો નૈવેદ્ય ધરાવી પુજા કરી તેનું મૂળ કહાડી લાવી પવિત્ર જગ્યાએ મુકી જેના અંગમાં ભૂત હોય તેને તે મુળ ઘસીને અંજન કરવાથી તરત ભુત બોલવા લાગશે તેને બંદોબસ્ત કરી દૂર કહાડવું.

## (૨૦) ઘર જળમય દેખાય.

માસા અને દેડકાની ચરબી સરખે વજને લઇ તેને અગ્ની ઉપર તપાવી તેમાં કપાસની દીવેટ ભીજવી તે દીવેટ સળગાવવાથી ઘર જળમય દેખાય.

## (૨૧) અગ્ની ભક્ષણ.

અક્કલગરો અને નવસાગર તેને ઘણી વાર મોમાં ચાવી થુંકી નાંખવું પછી અંગારો મોંમાં મુકે પણ તે દાઝે નહીં. આ પ્રયોગ ચાલાકીથી કરવા. માહીતી વીના કરવાથી નુકશાન થાય છે.

## ૨૨ પરદેશ જવાથી થાક ન લાગે.

વડવાગોળની આંખને પગ લાવી તેને બાળીને ભસ્મ કરી તે ભસ્મ બેલફળના ચુર્ણમાં સરખા વજને મેળવી પરદેશ જતી વખતે પગના તળીયામાં લેપ કરી નીચેનો મંત્ર ૧૦૮ વાર જપવાથી તે માણસને થાક લાગે નહીં.

**ओम् नमो महा परवी अमृत कुम कुम्प स्वाहा करावो स्वधा मारी सिंहस्त महपा चरनी जल कपाल मलत परीरे आगच्छा आगच्छा भगवत आसन. ॥ इतिमंत्र ॥ १ ॥**



# પ્રકરણ ૩ જું.



## યંત્ર સંગ્રહ.

### સ્ત્રીને પ્રસૂત યંત્ર. (૧)

| ૨૧૬૨૭૨૭ | | | | |
|---|---|---|---|---|
| ૬ | ૩ | ૧૯ | ૧૩ | ૧૨ |
| ૯ | ૧૦ | ૮ | ૧ | |
| ૪ | ૯ | ૧૧ | ૧૮ | |

આ યંત્ર સ્ત્રીને પ્રસવ થાનો ન હોય ત્યારે લાકડાનું ચોકઠું કરી તેના ઉપર કોયલાથી લખી ખાટલા અથવા બાજોઠ નીચે મુકવો અને પ્રસવ થયા પછી તે કહાડી લઇ યંત્ર તોડી નાખવો.

## કાર્યં સીદ્ધી યંત્ર. (૨)

| | |
|---|---|
| ૯૧૩(૭ | ૬૧૩ ૭૧ |
| ૧૪)૮૨ | ૭૧૩૭૪ |

| | |
|---|---|
| ૩૪૧૮૮ | ૬૭૩૭ |
| ૮૧૪૮૨ | ૭.... |

આ યંત્ર ભોજ પત્ર ઉપર લખી રાખવાથી સર્વે કામ સીદ્ધ થશે. ભૂત પ્રેત તથા રોગ દૂર થશે. ગુરૂ સીદ્ધી થશે.

## બાળ ભય કારક યંત્ર (૩)

શ્રી દેવદત્ત

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૯ | ૬ |
| શ્રી | द | त्त |

આ યંત્ર કુમારી કન્યાના ગળામાં બાંધવાથી ભૂત પ્રેત ખવીશ સર્વે જાય દીવસ દોઢમાં ખાત્રી થશે

## વાંઝીયાપણું દૂર કરવાનો યંત્ર.( ૪ )




આ યંત્ર ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખી તેને તાવીતમાં ઘાલવો. સાત પુણીનુ સુતર કુંવારી કન્યા પાસે કંતાવવું પછી ડાબા કાનથી પગના ડાબા અંગુઠા સુધી લાંગો તાર લઇને તેનો દોરો વણવો ને તે દોરાવતી તાવીતમાં બાંધવું તેથી વાંઝણીને સંતાન થાય. શનીવારે ઘીનો દીવો કરવો. ને એક વખત ખાવું રવીવારે પુરૂષે એક વખત ખાવું.

## હેતુ સિદ્ધ યંત્ર. ( ૫ )

| | | | |
|---|---|---|---|
| ૨૪ | ૩૧ | ૨ | ૧૭ |
| ૬ | ૩ | ૨૮ | ૨૭ |
| ૩૦ | ૨૯ | ૮ | ૧ |
| ૪ | ૯ | ૨૬ | ૨૦ |

આ યંત્ર ભોજ પત્ર ઉપર લખી આસન નીચે મુકવાથી ધારેલું કામ સીદ્ધ થાય.

## આદાશીશીનો યંત્ર ( ૬ )




આ યંત્ર ભોજપત્ર ઉપર લખી કાને બાંધવાથી આદાશીશી ઉતરી જાય.

ધંધો રોજગાર વધારનાર યંત્ર (૭)

| | | |
|---|---|---|
| ३००० | लक्षुमी ,,,३०३० ॐ ''लक्षीफ्ली. | ६७ |
| श्राचंद्रगनुरु | | ईपी नास |
| ०) ॐगणेशेदेता वनदेवता | | ५६ |

આ યંત્ર શનીવારે અથવા રવીવારે પેહેલે પોહોરે કાગળ ઉપર લખી તેને ધુપ દેવો અને દુધના નૈવેદ્ય દેખાડીને દુકાનની ગાદીમાં ઘાલવો તે ઉપર બેસવાથી દુકાને ઘરાકી સારી થાયને વેહેપાર વધે.

અણુ રક્ષક યંત્ર (૮)

| | | |
|---|---|---|
| | | |
| | देवदत्त. | |
| | | |

આ યંત્ર ચંદનથી કાગળ ઉપર લખી ગળામાં બાંધવાથી જે જે ગ્રહની પીડા થતી હશે તે પીડા દૂર થશે અને શરીરનું રક્ષણ થશે. આ યંત્ર શનીવારે કરીને રવીવારે બાંધવો.

## તાવનો યંત્ર (૯)




આ યંત્ર પીંપળાના પાંદડા ઉપર લખી અગરબત્તીનો ધુપ દઇ જેને તાવ આવતો હોય તેને દેખાડી તેના ઓશીકા નીચે મુકયાથી તાવ જાય. તાવ ઉતર્યા પછી અતીતને રોટલા જમાડવા.

ઇતિ મંત્ર પદ્ધતિ સમાપ્ત.

# પ્રકરણ ૪ થું.

## "જાદુગરો" ની જાણવા જોગ બાબતો.

પ્રોફેસર એચ, કેલર, જે પોતે એક વિદ્વાન હાથ ચાલાકીના ખેલો કરનાર છે તે કહેછે કે "હું પંદર વર્ષ સુધી હીંદુસ્તાન અને પુર્વ તરફના ભાગમાં રહ્યો તે અરસામાં હીંદુસ્તાનના ઉચા વર્ગના ફકીરો-જોગીઓ અથવા **જાદુગરો** જેઓએ પોતાના કાબેલ અજ્બ્રા અમારી નજર આગળ કર્યાછે તેવા અજ્બ્રાઓ અમારામાં સર્વથી શ્રેષ્ટ વર્ગનો કોઇ પણ જાણતો નહીં હોય. તે નીચે પ્રમાણે સાબીતીથી દાખલા બતાવેછે:—

કલકત્તાનો મી. ઈંગલીનતન નામનો **જાદુગર** પોતે હવામાં ઉંચે ઉભો રહ્યો એટલુંજ નહીં પણ મને પણ સાથે ઉચકાવાની અને એક ખુરશી ઉપર અને ત્યાર પછી એક ટેબલ ઉપર કુદવાની ફરજ પા-

દી, બધા જ્યારે મારો જમણો હાથ તેણે પકડ્યો ત્યારે મારૂં આખું શરીર થોડો વખત સુધી ઘણુંજ હલકું થએલું મને માલમ પડ્યું ! આ મેં પહેલી અજાયબી જોઈ.

બીજી જે નહીં માનવામાં આવે તેવી અજાયબીનો દેખાવ મેં જોયો તે કલકત્તાના મેદાનમાં ઈ. સ. ૧૮૭૫ અને ૭૬ના શીયાળાના વખતમાં નામદાર **પ્રીન્સ ઓફ વેલ્સે** પણ મારા સાથે જોયો હતો, અને તે દેખાવ જોવાને હજારો નાના મોટા માણસો મળ્યાં હતાં. આ જાદુગરે પહેલ વહેલાં ત્રણ તરવારોની મુઠ જમીનમાં ૭ ઈંચ અંદર દાટી, અને પછી પોતાના એક સોબતીને દેખાતી રીતે કઠણ અને જીવ વગરનો કરી નાંખ્યો-ત્યાર બાદ એક બીજા સાથીની મદદથી આ મરણ પામેલાને તરવારોની અણી-ઉપર સુવાડ્યો. એક અણી ઉપર ગરદન, બીજી અણી ઉપર પાંસળી, અને ત્રીજી અણી ઉપર પેટનો ભાગ મુક્યો હતો તથા પગોને કાંઇપણ ટેકાના આધાર વગર છુટા રહેવા દીધા હતા. આ પછી તે જાદુગરે એક મુઠની બીજી મુઠની અને ત્રીજી મુઠની આસપાસની મટોડી એક પછી એક ખોદી કાહા-

ડી અને તલવારો પણ જમીન અંદરથી બાહાર કહાડી અને તે પ્રમાણે તે મરણ પામેલો માણસ ધોળે દીવસે હજારો તમારા ગીરોની નજર આગળ જમીનથી બે ફીટ હવામાં અદ્ધર રહ્યો ! થોડો વખત આ માફક રાખ્યા પછી તેને જમીન ઉપર મેલ્યો. અને થોડાક તેની આસપાસ ફેરા ખાઇને તેને પાછો સજીવન કર્યો.

ત્રીજો એક જાદુગરનો તમાસો એટલોજ જોવા જોગ હતો. તેને એક જુવાન માણસના માંથાની આસપાસ એક ઘાસનો ઝુમખો ફેરવ્યો, અને દેખીતી રીતે તે બેભાન થઇ જમીનપરથી ત્રણ ફીટ ઉચે હવામાં અદ્ધર ચઢયો, અને જેમ પેલો જાદુગર બળતું ઘાસ પોતાના હાથથી હળવે અને જલ્દી ફેરવતો તેમ હવામાં અદ્ધર ઉભેલો તે જવાન ફરતો રહ્યો. બીજા કેટલાક જાદુગરો પ્રોફેસર એચ, કેલરે જોયા તેની નજર આગળ [illegible]કળના દાદરાપર જાણે ચઢી જતા હોય તેમ [illegible] [illegible] સો ફીટની ઉંચાઇયે ચઢી જતા. [illegible] [illegible] લીનો તે દાખલો આપે છે કે એક [illegible] [illegible]માં હવા નહીં જઇ શકે એવી રીતે તેને [illegible] [illegible] છતાં જ્યારે

વીસ દહાડા પછી તે પેટી ખોલવામાં આવી ત્યારે તે જીવતી હાલતમાં મળી આવ્યો!

પ્રોફેસર ફેલરે ડૉકટર ક્રાફ્ડની અજમાયસ વીષે કહે છે કે—'જાદુ' થી તેણે એક સખસને અરધો કલાક સુધી બેભાન કરી નાંખ્યો, અને તેની આંખ, મોહું, કાન અને નાક એક કાંઇ લાલ પદાર્થથી બંધ કરી નાંખ્યું. અને ત્યાર પછી તે મરણ પામ્યો એમ લોકોના ખાત્રી કરવાની સઘળી સાધારણ કોશીસો થઇ, અને છેલ્લી અજમાસ તરી કે તેના હાથની હથેલી ઉપર એક ઘણોજ તપી ગયેલો આતસ ( દેવતાનો અંગારો ) મુક્યો, કે જે થી તેની હથેલીનું સઘળું માંસ બળી ગયું, અને તે છતાં તેને કાંઇ લાગ્યું પણ નહીં! આ સઘળી અજમાયશો થયા પછી તે જોગી તેની આસપાસ ફર્યો અને સઘળાઓની અજાયબી વચ્ચે તે મરણ પામેલા સખસને પાછો તેની અસલી હાલતમાં લાવ્યો. આ અખતરાઓ જે પેહેલી નજરે માનવા જેમ પણ લાગતા નથી તે ખરા તરીકે નજરે જોયા બાદ વહેમી લોકો નજરબંદીને 'જાદુ' ની હસ્તી ઘણા વીશ્વાસથી ખરી માને તેમાં નવાઇ શી?

# પ્રકરણ ૫ મું.

## ગંજીફાનો ખેલ.

### એક પાનું પસંદ કરીને પાછું તેને મૂકી દેવું, પછી પાનાને ખૂબ ચીપી નાંખીને તેજ પાનાને ઝટ કાઢી આપવું તે વિષે

એક માણસને બોલાવો અને તેની આગળ પાનાને ફેલાવીને તેમાંથી તેને એક ખેંચવાનું કહો જો તમે લાંબુ પાનુ વાપરો તો તમારે તેની પાસે લાંબુ પાનુ ખેંચાવવું; અને જો બીસ્યુટ પાના વાપરો તો ગમે તે પાનુ ખેંચાવવું અને તે પાનું પાછું મૂકે તેના પહેલાં બાજીને ફેરવી નાંખવી. પાનું પાછું લીધા પછી બાજીને ગમે તેટલી ચીપો પણ તે પસંદ કરેલું પાનું જેવું તમારા હાથને લાગશે કે તમે ત્યાંથી જ પાના કાપશો. જમણા હાથની બીજી આંગળી અને અંગુઠાની વચ્ચે પાનાને સીધા રાખીને તમે એ ખેલ જૂદીજૂદી રીતે કરી શકો, અને પછી કોઇને ક-

હેવું કે મેહેરબાની કરીને કહોકે "એક, દો, તીન !" "તીન એ" શબ્દ બોલતાંજ પેલા પસંદ કીધેલાં પા નાં શીવાય સઘળાં નાંખી દો; જ્યારે તમો બીજા પાના ઉપરથી દબાણ એક્હું કરો ત્યારે પેલું પસંદ કીધેલું પાનું તેની બહાર નીકળી આવેલી કોરણથી અટકી રહેશે. એ પસંદ કીધેલા પાનાને તમારે સા- રી અસર કારક રીતે નીચે પ્રમાણે જાહેર કરવું:—

ખુલ્લી રીતે એક પાનું ખેંચીને બીજીને એવી રીતે ઉઘાડો કે જ્યારે તે પાનાને પાછું મૂકીએ ત્યારે લાંબા પાનાની તળેજ આવે. ( આ દાખલામાં લાંબુ પાનું તે ખરેખરૂં તો પોહોળુંજ હોવું જોઇએ, અગરજો લાંબુ પાનું એ નામ ઉપર કહી ગયા તે- પ્રમાણે બંને જાતના પોહોળાં અને લાંબા પાનાને લાગુ પડેછે. ) હવે બાજીને ખૂબ ચીપી નાંખશો તો પણ પેલા બે કદી જૂદા પડશે નહીં કારણ કે લાંબુ પાનું જરા વધારે પોહોળું છે તેથી તેની નીચેનું પાનુ તેના તળે ઢંકાયલું રહેશે અને તેથી કરીને તે પાનાને બદલાઇ જવાનો થોડો સંભવ રહેછે. પાના ચીપ્યાં પ- છી જો, તે લાંબુ પાનું બાજીમાં જોઇએ તેટલું ઉંચુ નહીં હોય તો તેને તેમ લાવવાને તમારે પાનાને કાપવાં.

પાનાને ટેબલની ઉપર ત્રણ ચાર તસુ ઉંચા બરાબર સપાટ ઉંધા રાખીને પકડો તે એવી રીતે કે અંગુઠો તેની એક બાજુપર આવે ને આંગળીઓ બીજી બાજુ પર આવે; પછી તમારે કહેવું કે "બાનુ અને ગૃહસ્થો, હું પાનાની પાંચ પાંચ, સાત સાતની ઢગલીઓને ટેબલ પર પાડતો જાઊંછું અને જ્યારે તમે મને અટકવાનું કહેશો ત્યારે હું પાડતા બંધ કરીશ." એતો દેખઈતું છે કે જ્યારે હું એક બે ઢગલી પાડું ત્યારે અથવાતો સાત આઠ ઢગલી પાડું ત્યારે તમારે મને બંધ કરવાને કહેવું; પણ ગમેતેમ થશે તોપણ પેલું ખેંચેલું પાનુ કે જેને હમણાં બાજીમાં સારી પેઠે ચીપી નાંખતાં તમે જોયું છે તે છેલ્લી ઢગલીના મથાળા ઉપર આવશે. હવે તમે પાંચ પાંચ, છ છ, પાનાને ટેબલના જૂદાજૂદા ભાગ ઉપર પાડતા જાઓ. જ્યારે જોનારાઓ "બંધ કરો" એમ કહે ત્યારે પેલા લાંબા પાનાની નીચેના તમામ પાનાને પડવા દેવા; એ લાંબુ પાનું બીજા પાનાથી જરા વધારે પોહોળું છે તેથી એક સેહેજ દબાણથી તે અટકી રહેશે, પેલું પસંદ કીધેલું પાનું લાંબા પાનાની નીચે હતું તે હમણાં છે-

હ્યો ટમસીનાં મથાળા ઉપર છે. હવે જોનારાઓને પૂછો કે " તમારામાંથી કોણે પાનું ખેંચ્યું હતું ? " પછી તમારી જાદુઇ લાકડી મથાળાના પાનાને અડકાડીને અને ત્રણ વખત ઉતારીને તે પાનું બતાવીને પૂછો કે " એજ કે સાહેબ " !

## પૂતળાંઓને ફક્ત હાથ અડકાડીને પારખવા વિશે.

આ ખેલમાં પૂતળાંઓને અગાડીથી નીચે પ્રમાણે તૈયાર કરી રાખવાં પડેછેઃ—દરેક પૂતળાને જૂદું જૂદું લો અને ધારવાળા ચપ્પુને જરા આડો રાખીને (એટલે ૪૫ ડીગીના ખૂણાની પેઠે ચપ્પુના પાનાને આડું રાખીને ) પાનાની ઉભી કોરણ ઉપર ડાબી બાજુથી જમણી તરફ સેહેજ ખાંચ પાડો. પાનાની કોરણને ઉથલાવતી વખતે આ માલમ પડશે, અને દરેક બાજુ ઉપર ઘણીજ બારીક ખાંચ રહેશે તે દેખાશે તો નહીં પણ જો હાથ લગાડશો તો તરત માલમ પડશે. પાનાની સામેની બાજુ ઉપર પણ એજ પ્રમાણે કરો, અને તેમને બાજીમાં ભેળી નાંખો કે ખેલ કરવાને તૈયાર થયા. કોઇ પાસે પાનાને

ચીપાવો. જ્યારે તે પાનાની બાજીને પાછી તમારા હાથમાં આપે ત્યારે ક્યાંતો તમે તેને તમારા માથા આગળ ધરીને એક પછી એક પાના બતાવીને, પાનાને બોલાવો કે "એ પૂતળા ઇદર આવ, ઇદર આવ; અથવા સાદા પાના ઇદિર આવ ઇદિર આવ; અથવા તો પાનાને એવી રીતે વેંહેચોકે એક ઢગલીમાં બધા પૂતળાં ભેગા થાય અને બીજીમાં બધા સાદા થાય. વળી પાછા પાનાને ચીપી નંખાવો અને જાણે તમે આંખે પાટા બાંધીને બેઠા હો તેવી સહેલાઇથી વારંવાર એ ખેલ કર્યા કરશો. હવે તમારે જોનારાઓને તો એમજ સમજાવવું કે એમાંતો કાંઇ હીસાબની ગણુત્રી આવેછે. અથવાતો ખરેખરૂં ન સમજાવતાં કાંઇ જુદુંજ સમજાવવું સઘળા ખેલમાં આ શીખામણ ખરેખર થોડી અથવા ઘણી લાગુ પડેછે.

જ્યારે કોઇ પણ ખેલ તમે હીસાબની ગણુત્રી ઉપરથી કરતા હો ત્યારે તમારે લોકોને એમ સમજાવવું કે એતો કાંઇ જુદીજ હાથ ચાલાકીથી થયો છે. વળી તમારે ખેલ કરવામાં જુદી જુદી રીતો વાપરવી. જેમ કે એક યુક્તિમાં જો હાથ ચાલાકી

વાપરી હોય તો બીજામાં હીસાબની ગણત્રી અને ત્રીજીમાં કાંઇ ખાસ અગાઉથી બનાવી રાખેલી રીત વાપરવી.

## ચાર પાનાને બદલી નાંખવા તે એવી રીતે કે અઠાની દુરીઓ થઈ જાય અને કાળાના રાતા થઈ જાય તે વિષે.

આ ખેલ કરવાને ત્રણ પાના અગાઉથી તૈયાર કરી રાખવા પડે છે. પાનાની ઉંધી બાજુનો જે સાધારણ પાનાથી રમતા હો તેના જેવીજ જોઇએ.

ત્રણ પાનાને છાનામાનાં બાજીની તળીએ મૂકી છાંડો. પછી તમારે જોનારાઓને કહેવું કે "આજ હું ચાર અઠા અને ચોકડીની દુરીનો એક સારો ખેલ કરીશ." હવે બાજીને તમારા હાથમાં લો અને ખરેખરા ચાર અઠાને વીણી કાઢીને તેમને તપાસવાને આપો. તેઓ તે પાનાને તપાસે એટલામાં તમે પેલા તૈયાર કરી રાખેલા ત્રણ પાના જે તળીએ મૂકેલાછે તેની અને બાકીના પાનાની વચ્ચે ડાબા હાથની ટચલી આંગળી રાખો. જ્યારે અઠા પાછા આપોકે બાજીના મથાળા ઉપર બેદરકારપણાથી મૂ-

કો (પણ એટલીતો સંભાળ રાખવી કે પેલો ફુલે-વરનો અડો સૌથી ઉપર આવે.) હવે ચોકડીની દુરી તપાસવાને આપો. આ પાનું તપાસાય એટલામાં પેલા ત્રણ પાનાને ઉપર લાવવાને થોકડીને હાથ ચાલાકીથી સેરવો. ચોકડીની દુરી પાછી આપે કે તેને ટેબલપર મુકો; અને મથાળાના ચાર પાના કે જે પેલા તૈયાર કીધેલા ત્રણ અને ફુલેવરનો અડો છે તેને પંખાની માફક ફેલાવો તો ચાર અડા દેખાશે.

ફુલેવરનો અડોજ ફકત પૂરેપૂરો દેખાયછે કારણકે બીજા દરેકનો અડધો ભાગ તેની પાછળના પાનાથી ઢકાઇ જાયછે. હવે જોનારાઓ તો એ પાનાને સાધારણ ચાર અડાકે જેને તેઓએ હમણાં તપાસ્યા હતા તેજ ધારે છે. ફુલેવરના અડાની જગ્યાએ ચોકડીની દુરી મુકો અને એ ફુલેવરને ટેબલપર મૂકો પાનાને બંધ કરો અને પાછા ફેલાવો; પણઆ વખતે તો તેઓની સામેના છેડા બાહાર દેખીતા રાખો, તો દેખાશે. પાછી ચોકડીની દુરીની જગ્યાએ ફુલેવરનો અડો મૂકો, અને લાલ બદામની ધારેલી અથવા દેખીતી દુરીને ફેરવી નાંખો. આ તમે સેહેલથી કરી શકશો અને ટીકા કરીને કહેવુંકે "આરે

કોઇ કાળી ચીજને અડકવું જોઇએ; મારા ડ-ગલાની બાંહે ચાલશે. હું દરેક પાનું તેને અડકાડીને પેહેલાની માફક પાછું મૂકું છું, એટલે સઘળા પાના કાળા થઇ જશે. સઘળા પાના દેખાયછે વળી પાછું ફુલેવરના અડાને બદલે ચોકડીની દુરીલો; કોઇ લાલ ચીજને પાનાને અડકાડીને પાછા ફેરવી નાંખો અને પાનાને ફેલાવો તો સઘળા લાલમ લાલ દેખાશે.

એકવાર ફરીથી ચોકડીની દુરીને બદલે ફુલેવર-નો અડો લો અને ચારે પાનાને બાજીમાં પાછાં મુકી દો. તૈયાર કીધેલા ત્રણ પાનાને તળીએ લઇ જવાને અને ખરેખરા અડાને મથાળા ઉપર રહેવા દેવાને હાથ ચાલાકીથી પાનાની ચોકડીને સેરવો.

હમે તમને પાના ફેરવવાની એક કરતાં વધારે વખત સુચના આપી ગયા છીએ, અને વળી એ કામ (પાના કેમ ફેરવવા તે) સફાઈબંધ અને કોઇને શક ન જાય તેમ કરતાં તમારે જાણવું એ સારૂં છે. ડાબા હાથમાં પાનાને પંખાની માફક એવી રીતે ઝાલોકે પાનાની ઉંચી બાજુ તરફ આંગળીઓને ચત્તી તરફ અંગુઠો આવે. જોનારાઓને પાના બતાવ્યા પછી, તેની ચતી બાજુ તમારા તરફ લાવો અને જ-

મણા હાથના અંગુઠા અને આંગળાવતી પંખાને બંધ કરો; પછી તેને ઉપરના છેડા આગળથી પકડીને ટેબલ પર ઉંધા મૂકો. તેઓના નીચલો છેડો તમારાથી દુર જશે અને જ્યારે તમે પાનાને ( બદલેલા ) લેકોને બતાવવા માંગો ત્યારે તમારે તેને ફક્ત ઉભા ફેરવવા ( એટલે ઉપલો છેડો નીચે આવે ને નીચલો ઉપર જાય. ) અને જે છેડા હમણા તમારી તરફ છે તે તરફથી ઉચકી લેવા. આ નાની યુક્તિ, કે જેનું વર્ણન કરવું એ જરા અઘરૂં છે, તો પણ મહાવરો કરવામાં એ ઘણી સાદી છે; તેનો સંભાળથી અભ્યાસ કરવો જોઇએ. કારણ કે એવી જાતની બીજી હાથ ક્રિઆમાં યુક્તિની અાદિયા ઘણીજ આધાર રાખેછે.



# પ્રકરણ ૬ ઠું.

## સમશા સંગ્રહ.

### છપો.

મુક્તા જેવો વરણ, અધિક અવનીમા પડિયો,
કો જાણે કેહનો, કંથ મારાને જડિયો;
સોંપ્યો મારે હાથ, તેહ ભોજનમાં ભળિગો,
હરી ગયો કોઇ ચોર, કોઇ નર નારે ગળિયો.
કોટી ઉપાય કે યત્નથી, લખ માણુસે ન લીજીયે,
શામળ કહે શોધ્યો નવ મળે, તો ઉત્તર શો દીજીએ. ૧

ઉત્તર—વરસાદનો "કરો"

### સમશા ૨ જી.

ચોદ ચરણ પ્રત્યક્ષ, આપ ચાલેછે આડે,
બાર હાથ બળવંત, પાચ મસ્તક થિર ઠાડે;
આભૂપણ ઓપંત, રાજદ્વારે તે રહે છે,
નારિ જાતિ નવરંગ, વપૂપર ભાર વહે છે;
તે પુણ્ય વિના ન પમાય દશ, પંદર હજાર નામછે;
શામળ કહેછે શોધી જુઓ, સૌને રૃદયે રામ છે. ૨

"ઉત્તર—પાલખી."

## સમશા ૩ જી.

આચરજ મોટું એક, સાંભળ્યું છે સૌ કરણે;
જતાં હતાં જસવંત, તોલવાળાં જણ ત્રણ્યે:
શઠ પગ ને ખટ હાથ, નેત્ર એ દૈવત દેખે;
એ ચરણે ચાલંત, લાખ લક્ષણથી લેખે;
તે કાનને નામે નામ છે, સત્યવાદિ શોભિત સદા;
શામળ કહેછે શોધી જુઓ, કુડ બોલ નવ કહુ કદા. ૩

ઉત્તર—માબાપની કાવડવાળો "શ્રવણ"

## સમશા ૪ થી.

નહીં વૃક્ષ નહિ વેલ, નહી પાને નહિ ફુલે;
નહી બીજ નહિ નેત્ર*, કહે કણ અતી અમુલ્યે,
ગુણ જશ અપરમપાર, દેશ બાધામાં દીઠો,
બોજનમાં તે મળે, મનુષ્ય લાગે મીઠો;
મોંધો ગુણ તો મોતી થકી, સોંધામાં સોંધો સદા,
શામળભટ કહે શોધી જુઓ, કોઇએ નવ તજીયો કદા. ૪

ઉત્તર—મીઠું અથવા લવણ.

ભુલાવા સારૂ નરજાતિમાં કહ્યું.

---

*શેલડી.

## સમશ્યા ૫ મી.

બાળાને બે મૂખ, એક ઉપર એક હેઠું,
ઉપર પાતળી છેક, કેડથી પહોળું પીઠું,
તળે મુખ્યમાં જીભ, તેહ બોલાવી બોલે;
હલાવતાં હાલંત, તેહ ડોલાવી ડોલે;
ઇશ્વર મંદિર રહે છે અધિક, ગુણવંતા જનને ગમે;
શામળ કહે છે તે ઉચરે, જગત લોક ત્યારે નમે. ૫

ઉત્તર—" ઘંટા "

## સમશ્યા ૬ ઠી.

દિઠી નારિ એક નીચ, જુઓ કહું ચરિત્ર જેનાં;
અંગે ઉજવળ આપ, બાપ મા કાળાં તેનાં:
નહીં હાથ નહિ પાગ, કુલક્ષણ તેની કાયા;
મુખ નાસા છે નેત્ર, નહીં મમતા નહિ માયા;
નહિ પશુજાતિ નહિ માનવી, જીવ નહીં દીસે જદા;
શામળ કહે સુબુધ્ધ સુલક્ષણો, તે શોધી જોશે તદા. ૬

ઉત્તર—સર્પની કાંચળી.

## સમશ્યા ૭ મી.

રથ છે એક સમર્થ, અંતરિક્ષે એ ચાલે;
બ્રહ્મા નામે નામ† મંદિરે તેને મહાલે;

---

† પ્રજાપતી,

અપરમપાર અપાર, પ્રજા પેદા જે થાય;
વેઠે અગ્નિ આંચ, માર ઝાઝેરા ખાય;
આવે અમુલ્ય એ અર્થમાં, અલ્પ મૂલ માટે મળે,
શામળ કહેછે શોધી જુઓ, કવ રૂડા તેતો કળે. ૭

ઊત્તર—કુંભારનું ચાક.

## સમશ્યા ૮ મી.

નીચ ઘેર એક નાર, દેશ બાધામાં દાખે;
મુંખમાં મોટી જીભ રીઝથી બહારે રાખે;
નહી હાથ નહિ પાગ, શીર વિણ મુંખથી બોલે
ફરે છત્ર તે શીશ, જમે કણ અધિક અતોલે,
તે ઘરધણિ ગીતો ગાય છે, પવિત્ર નર પુંઠે ફરે;
શામળ કહે એહું એહનું, મોટા જન મસ્તક ધરે. ૮

ઉત્તર—ઘાણી.

## સમશ્યા ૯ મી.

ચાતુર નર તું ચેત, એક અચરત મેં દીઠું;
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતપેં મીઠું;
કાયા ઉપર હાડ, હાડપર વાળ ભણી જે;
વાળ ઉપર છે રૂધિર, રૂધિરપર માંસ ગણી જે;

તે માંસ ઉપર તો ખાલ છે, વાળ ખાલ ઉપર નથી;
મસ્તક વિણ મુખ અમૃત ઝરે, કવિ શામળ કહેછે કથી.૯

ઉત્તર—કેરી.

## સમશ્યા ૧૦ મી.

પુરૂષ એક પરચંડ, અધર ટેકણ પર રાચે;
ઉપર ઉભા બે નરો, જેમ નચવે તેમ નાચે;
જોવો જોડી મલ્લ, જોર ઝાઝેથી ઝુઝે;
બોલ બોલે બળવંત, ધરા બાધી ત્યાં ધ્રુજે,
પાણીનો તે પીરો નથી. અન્ન અલેખે ખાયછે;
.થિ ચરણ તેહને ચાંચ છે, જુડ તેનું સઉ ચહાયછે. ૧૦

ઉત્તર—પુંઆ ખાંડવાની ઢીંકણી

## સમશા ૧૧ મી.

ભર્યું નારિમાં નીર, પુરૂષ પીવા પરવરિયો:
બે નારિયે બળિષ્ટ, તેહને બંધન કરિયો;
ત્યાં ઉભા બે નાર, જેમ નચવે તેમ નાચે;
શુભ કુળ વારૂ વંશ, રિદ્ધિ રૂડીથી રાચે;
પરભાતિ રાગ પૂરણ ખરો, ગુણ રૂડો એ ગાયછે;
સામળ કહે શ્રીમંત ઘેર નર, નારી જરૂર જાય છે૧૧.

ઉત્તર—વલોણું.

## સમસા ૧૨ મી.

વર્તુળ વત આકાર, છત્ર જેવી છત છાજે;
ચન્દ્ર સરખાં સાળ, ભામની દેખી ભાજે;
આભૂષણ ઓપંત, ફુલ ભરિયાં બલિ ભાતે:
મોંઘી અધિક અમૂલ્ય, જસે જોરાવર જાતે;
સુરામાંહે સુરી ઘણી, સહુથી આગળ સંચરે;
અરિ ગંજન તન રક્ષણ કરે, અર્થ કવી શામળ કરે. ૧૨

ઉત્તર—ઢાલ

## સમસા ૧૩ મી.

ઉત્તમ નિરખી નાર, હાથ પગ શીશ ન સંગે;
પેટ ઉપરે પુરૂષ, રમાડે રાજસ રંગે;
કોડામણો છે કંથ, કોડ કરાવે કન્યા;
જુએ સઉકો જગત, કહું નહિ કોઇ અન્યા;
પ્રેમદા બીજી એક પાસ છે, જેમ રમાડે તેમ રમે;
તે કંથ કવણ, કામનિ કવણ, જગત જાુએ જેની જમે. ૧૩

ઉત્તર—ઢાળ વાટવાની નિસા.

## સમસા ૧૪ મી.

મંદિર એકમાં માન્ય, બેઠાં નર નારી નેહે;
લપાઇ ગયાં લટપટ, થયાં બે જણુ એક દેહે;

અગરાવ્યું તે ખાય, નીરમાં ચાંચ ન વાલે:
શરીર માંહે સાલ, ચલાવે તેમ તે ચાલે:
જે ભક્ષ કરે તે ભામની, તેનું લગ્યું સર્વ ખાવું છે
શામળ કહે રાગ શોહામણા, તે આલતાં થાય છે. ૧૪
ઉતાર—ચંટી.

## સમશા ૧૫ મી.

જીભ એક મુખ હોય, નેત્ર તો ત્રણ્ય ભણીજે,
ખટ ચરણે દો હાથ, ગુણ તેહના ગણીજે,
વર્સ એક પાતાળ, એક આકાશ લહીજે:
એક ઉંચ એક નીચ, કૃત્ય તેહનાં કહીજે:
એક તો જાણે છે જળ તરણ, એક ભારતિ અટકી અંગ:
અક્કલવંતા ત્યો ઓળખી, ગુણ તો કવિ શામળ ગણે ૧૫
ઉત્તર—હોડકા ઉપર અસ્વારી કરનાર શુક્રાચાર્ય.

## સમશા ૧૬ મી.

મસ્તક પાણી મુખ, હિડો એક તેનો ડંમર:
સુંઢાળોજ સમર્થ, હસ્તિ નહિ કાળો ભમર:
એકપા પોહુ પુચ્છ, લાંબિ એકપા ચોટી:
નેહ સમોવડ માન્ય, મૂળ મરજાદા મોટી:
આહાર અન્ન ઓપે નહીં, પેટ રામણ પાણી પિયે;
શામળ કહે વરત ઘણાં કરે, કહો તેહ કારણ કિ[illegible]
ઉત્તર— હુંડીઓ કાસ.

## સમશા ૧૭ મી.

ચતુર ચેત મુખ ચાર, નહિ બ્રહ્મા બ્રહ્માણી;
મભારૂઢ વહંત, નહીં રૂદ્રે રૂદ્રાણી;
જેવો જશવંત, નહિંજ નગાણુ નચાણી;
સેવન શોભે સાથ, નહિં રાજા કે રાણી;
એ અકલવંત અંતર ધરે, વાર વાર શું વખાણિયે.
સમશા કવિ શામળભટ તણી જાણુતો જસવંત જાણિયે.

ઉત્તર—પાણી ભરવાની પખાલ.

## સમશા ૧૮ મી.

કેશ રત્ન સમાન, ફુલ ફળ સફળે ફળિયો;
કરે કથિરનૂ કનક, તેહથી બહુ ગુણ બળિયો;
લાગોશશામ વૃખ વેલ, ભાર અષ્ટાદશ ભારી;
અંમૃત રળ *સલકારં, તેથી શુભ શોભા સારી;
લજ્જન રાખણ સઉ લોકની, ચાંહુ દેવ ને દાનવી;
શામળ કહેછે શોધી જુઓ, મહાસુખ દેયણ માનવી

ઉત્તર—કપાસ.

## સમશા ૧૯ મી.

ઉત્રે શીશ એક નાર, દેવ દેવાંશી દીઠી;
પઢે વેદ પુરાણ, અધિક અંમૃતપેં મીઠી;

---

* આંબો.

શુભ સપૂત સંતાન, તોવવંતાં છે ત્રણે;
વિશ્વ વિશેષ વખાણુ, વેદ સરખા પણ વર્ણે;
શત સતસ્ત્ર દુઃખ પોતે સહે, પરમારથ પોતે કથી;
શામળ કહેછે સંસારમાં, ( તે ) નારિ સમો કો નર નથી;
ઉત્તર—શેલડી.

## સમશા ૨૦ મી.

સુકે કાષ્ટ ફળી લાગ, તેહની શોભા ન્યારી;
ત્રણ અક્ષરમાં તોલ, નામ કહેતામાં નારી;
ચંચળ લોચન ચાર, બહુ જન કહેછે બુડી,
શૂર વીરની સાથ, રહી દીસેછે રૂડી;
તેના ફળમાંહી ઝેરછે, ચંચળ લોકો ચહાયછે;
શામળ તે ફળ આરોગતાં, જન જમપુરમાં જાયછે. ૨૦
ઉત્તર—બરછી.

## સમશા ૨૧ મી.

પાંખાળો પરતાપિ, નહીં પંખીમાં પૂરો;
ધંધ મચે ત્યાં ધાય, નહીં સામદ કે શૂરો;
ગાજંતો ગંભીર, મહીમા કોય ન માંણે;
છે પાતળિઓ છેલ, જુએ તે સિંહ ન જાણે;
લાડકવાયો રહે લડાક ઘેર, જુલમી જમકિંકર જશો;
શામળ કહેછે શોધી જુઓ, કહો અર્થ એ તો કશો. ૨૧
ઉત્તર—તીર.

## સમશા ૨૨ મી.

લાંબડ પુચ્છ લખાય, નહીં વાંદર કુકરિઓ;
રાતી માંજર શીશ, નહીં માંકડ કુકડિયો;
અતિશે ઝેરી અંગ, નહિ વિંછી નહિ સાપે;
વરસાળે વાધંત, તરૂણ તન થાયે તાપે:
વનને વસ્તીમાં વસે, તોલ કાંઇ તેનો નથી;
કહેછે જે સમજશે, કહું ડાહ્યા તેને કથી. ૨૨

ઉત્તર—કાચંડો.

## સમશા ૨૩ મી.

નારી એક અનૂપ, સદા શોભંતી સહેલી;
બે અક્ષરમાં નામ, મૂઢ રૂદયામાં મેલી.
ઉદર વચ્ચે એક સિંગ, એક આંખે દિલ દેખે;
પવિત્ર સંગ પોસાય, ડાહિ દુનિયાં પુર પેખે;
જળ પાન કરે તે મુખ થકી, સિંગ સહિત આંખે ઝરે;
શામળ કહેછે શોભે તહાં જ્યાં વર ને કન્યા વરે. ૨૩

ઉત્તર—ઝારી.

## સમશા ૨૪ મી.

છેલ કુદંતો છેક, એક કહે એતો ઘોરી;
નથી શિંગ તે શીશ, તાહારે તે તો તોરી†,
પીઠે નથી પલાણ, ત્યારે તે મેડકઈ માણે;

નથિ રહેતો તે નીર, ત્યારે તે શશલો જાણે.
શશલાને તો પગ ચારછે, એ પગ વોણો પરવરે;
શામળ કહે અર્થ સહેલ છે, રૂડા જન રૂદયે ધરે. ૨૪

ઉત્તર—ચાંચડ.

## સમશા ૨૫ મી.

પુજ્ય સુપાત્ર પવિત્ર, કૂળ તેવાની કન્યા;
પિતા પરાજય કર્યો, એહ પણ મોટો અન્યા.
વરી વડાઉઆ સાથ, જાત રૂડો અતિ જાણી
ચડયું ન કાંઇ કલંક, વડા લોકોએ વખાણી
તે પિતા કવણ નારી કવણ, કવણ વડાઉએ તે વરી;
કુળ કવણ વિષે પેદા થઇ, શામળ કહે શોભીત સુંદરી. ૨૫

ઉત્તર—છાશ. દહીમાંથી થઇ અને દુધમાં મેળવાઇ

## સમશા ૨૬ મી.

નહિ નર ને નહિ નાર, નપુંસક જેવું નામે;
કડકા અમૃત તુલ્ય, ઠરી રહેછે તે ઠામે.
નિર્મળ નીર ઝરંત, અનંત ગુણ અપરમ પારી;
દેવને દુર્લભ તેહ, સકળ ગુણ શોભા સારી.
છે તત્વ તેહ ત્રણ લોકમાં ભાગ્યશાળી જન ભોગવે;
શામળ કહે તેથી નીપજે, જે જર ગાંઠે જોગવે. ૨૬

ઉત્તર—કોળ શેલડી પીલવાનું.

## સમશા ૨૭ મી.

જળ વચ્ચે જીવંત, નહીં મેડક નહિ મચ્છી;
ચોદશ એ ચાલત. નહીં પશુ કે નહિ પક્ષી.
અંતરીક્ષ એ ઉડંત, નહીં પવને નહિ પાણી;
લક્ષ્મી લીલા લહેર, નહીં રાજા નહિ રાણી.
તરણ તારણ એ તત્વ છે, મુડતાંને ઝાલે બહુ;
તે પાર તારશે પલકમાં, શામળ કહે સમજો સહુ. ૨૭

ઉત્તર—વહાણ.

## સમશા ૨૮ મી.

જન્મ્યાં બે એક જોગ, એક નપુંસક એક નારી;
બે જણને સંતાન, અલેખે અપરમ પારી;
નપુંસકનો પરિવાર, કશા કામે નવ આવે;
મુલ મોઘે વેચાય, ભૂપ સઘળાને ભાવે;
બાળક જે બીજી બહેનનાં, અર્થ ઘણો એથી સરે;
શામસ કહેછે, સોંઘાં સઊ, કોડિ કોડિ કરતાં ફરે. ૨૮

ઉત્તર—સોનું અને માટી.

## સશમા ૨૯ મી.

શામી એક શામળી, સરસ દીસે સોહંતી;
ભમરાળી ભરપૂર, મરદ મોટા મોહંતી;
વપુ કરણાગણિ વદે, વિશેષે શોભે વંકી;

દુશ્મન ગંજન દાખ, સાર શોભિત સિંહલંકી:
તે નારવડે શોભે નરો, નારિ વિના નર દામણા.
કહે શામળ અર્થ એનો કહે, ભલિભાતે લઉ ભામણા.

ઉત્તર—મુંછ.

## સમશા ૩૦ મી.

ગિરિ શિખરે ગુણવંત, રૂપે રઢિયાળો રંગ;
ચંદ્ર જેહવાં ચિન્હ, અતીશે ઓપિત અંગ;
અનિલ ભખકને ભખ, સરસ શોભિત શુભ સાદે;
નૃત્ય ગતિ નવરંગિ, વિવિધ પરકારે વાદે;
તે ભોગ જોગ નથિ જાણતો, લલિતાથી લાજે ગણો;
શામળ કહેછે આ સંગ વિણ, પરીવાર છે તે તણો. ૩૦

ઉત્તર—મોર.

## સમશા ૩૧ મી.

પંખણિ એક પાંગળી, કોડ ઝાઝેથી કહાવે;
મોકલિએ ત્યાં જાય, આપ તેડાવી આવે;
ઉડે તે આકાશ, નહીં સમળી નહિ ગરજણ;
સૂત્ર સાથ સોહંત, નહીં તે ડાહી દરજણ;
ગાજે તે ઘોર ગંભીરતા, ધજા ફરકે બારણે;
શામળ કહે શાણા સમજજો, કરણનાર તે કારણે. ૩૧

ઉત્તર—પડાઇ અથવા પતંગ.

## સમશા ૩૨ મી.

દેખ્યો પુરૂષજ એક, અંગ જનોઇ ધરેછે;
પેટ દિસેછે પેટ, શિંગ એક શિશ સરેછે;
સાત ચાંચે ચરંત, કોટિધા નૃત્ય કરેછે;
બાળક તેડયું બાંએ, હામનો કામ ઠરેછે;
કરિ જાણેછે તે કુદડી, ઘોર સ્વરે ગુણ ગાયછે;
શામળ કહે તેના સંગથી; અમુલ મુલે વેચાયછે. ૩૨
ઉત્તર—હીરના રેંટાઓ મોટા.

## સમશા ૩૩ મી.

અચરત એક અપાર, વપૂ જેનું વાંકડિયું
નહીં હાથ નહિ પાય, દિસે નાજુક નાનડિયું;
ઘણાં રૂપ બહુ નામ, ઘણી બાબત મુખ બોલે;
છત્રિશ રાગની હ્રસ, દેશ વીદેશે ડોલે;
બોલાવ્યું બોલે નીચ ઘેર, અમિર ઊંચને વશ કરે;
શામળ સમશ્યા છે શોભતી, ધારક રૂડા મન ધરે. ૧
ઉત્તર—શરણાઇ, કરણાટ, વગેરે વાજાં.

## સમશા ૩૪ મી.

નિરખી નાની નારિ, ઉજળી કાયા કાળી;
કૂડ કપટ કલંક, પંડમાં પોઢી પાળી;
ચરણ લંબ બે માંહ, બેઠુ જંઘામાં બેઠી;

અનમી નર અહંકાર, ટેક રાખંતી ટેઢી;
બડ રૂપ ભામની ભોગવે, ભૂપતિ જન પાસે ભજે;
દુશ્મન જન તો દેખી ડરે, શામળ કહે શોભાસજે. ૨

ઉત્તર—કટારી.

## સમશા ૩૫ મી.

શીશ વહોણી નારિ, મૂખ મોટું સુખ માણે;
બારિંગ કેરો ભક્ષ* જમી તે ઓઝો જાણે;
પલક ન રાખે પેટ, વળિ ઉડે વળિ બેસે;
પાતળું સરખું પેટ, તેહ પૃથ્વીમાં પેસે;
વાંકા કઠોરને વશ કરે, બગીતાને બાળે બહૂ;
સમજ્યા કેડ તો સહેલ છે, શામળ કહે શોધો સહુ. ૩

ઉત્તર—ધમણ.

## સમશા ૩૬ મી.

નહિ ભાનૂ નક્ષત્ર, જાજ્વલ્યમાન ઝળકતી;
તે માર ખાય મહોકમપણે, બૂમ પાડિ બોલે બહૂ;
નાનાં મોટાં નર નારિયો, શામળ સાદ સુણે સહૂ. ૬

ઉત્તર—ઘડીઆળું.

નહીં હાથ નહિ પાગ, લાડ ઝાઝે લળકતી,
મહાલે મંદિર માંહી, ઓપતી ઓઢી પહેરી;

* પવન.

નાસે થઇ નિર્માલ્ય વાદ કરતાં જન વેરી;
છે નારિ જાત નિર્બળ નહી, કાળિ કરૂપ કાયા ઘરી;
શામળ કહે શાણા સમજશે, કહું ડાહ્યા તેને નકી. ૪

ઉત્તર—તરવાર.

## સમશા ૩૭ મી.

આવ્યો સોદાગર એક, માલ લાખેણો લાવ્યો,
ગરથ કમાવા કાજ, ભાગ્ય સઘળીને ભાવ્યો
જન હાથી સુખપાલ, લક્ષધા લેખે લેખ્યો?
તેને જેનુ કામ, બહુ દુનીયાએ દેખ્યો;
પણ તેજ ઘડી તેણે દિવસ, દિઠા રવડતો રોકડા;
હુંડી પુત્રી દીકી નહીં, નર પાસે નહિ દોકડો: ૫

ઉતર—બાપનાં અને દીકરાનાં રમકડાં ફુટિ ગયા.

## સમશા ૩૮ મી.

નહીં પુરૂષ નહિ નારિ, નપુંસક જેનું નામે;
ચંદ્ર બિંબ આકાર, નથી તે ઠામે ઠામે;
રાજદ્વાર રહંત, અંતરિક્ષ એને બાંધ્યું;
જ્યોતિષ વિદ્યા જાણ, અહોનિશ શોભિત સાધ્યું;
તે મારે ખાય મહોકમ પણે, મુખ પાકિ બોલે બહુ;
નાનાં મોટાં નર નારિયો, શામળ સાદ સુણે સહુ. ૬

ઉત્તર—ઘડીઆળું.

## સમશા ૩૯ મી.

એક નારિ સંસાર, મહાસુખ મોટમ માણી;
બાર પુત્ર બળવંત, અકેક બએ રાણી;
બારને સુત ચચ્ચાર, આઠ આઠ પુત્રી એની;
પુત્રીનો પરિવાર, શી કહું શોભા તેની;
ચંચળ સુત તેને ચાર છે, તેહ સવાયા શેર છે;
શામળ કહે છે શોધી જુઓ, મહીમા મોટો મેર છે. ૭

ઉત્તર—એક માણી અથવા કળશીના બાર મણ, દરએક મણની અધમણી બે, દર એક મણના દસશેરા ૪, અને પાંચશેરીઓ ૮ દરએક પાંચશેરીના સવાશેર ૪.

## સમશા ૪૦ મી.

પુરૂષ એક પરચંડ, ખરી તેને ખટ નારી;
અકેકને બે પુત્ર, બએ સુંદરીઓ સારી;
એક શ્વેત એક શામ, પુત્ર તેઓને ઝાઝા;
પંદર પંદર પુત્રિ, પુત્ર પણ પંદર તાજા;
જે નામ તેહેનો નાશજે, કોટિ શાસ્ત્ર કહે કથી:
શામળ એના પરિવારનો, નાશ કોઈ કાળે નથી. ૮

ઉત્તર—એક સંવત્સરની ૭ રતો, દર રતના બે માસ, દર માસની બે પખ, દર પખના પંદર દહાડા, ને પંદર રાત્રિઓ.

## સમશા ૪૧ મી.

દાનવ દેવ મનુષ્ય, નદી પર્વત પુર પાડા,
તરૂવર ભાર અઢાર, દિસે જડ ચૈતન જાડા;
જીવ જોનિ જળ જંતુ, જૂજવાં નામો જેનાં,
કરોડ કરોડો લાખ, નામ શાં કહિયે તેનાં;
શામળ સંખ્યા સંક્ષેપ છે, છેનો અધિક અમાપનાં,
પંડિત પૂરા તે પરખશે, બાળક બારે બાપનાં. ૯

ઉત્તર—બાર રાશિ ચક્રના ભ્રમણમાં સઊ ઉપજેછે તે.

## સમશા ૪૨ મી.

ખટ પુરૂષે એક નારિ, નારિ ત્રણે નર જાણું,
સોળ નરે જે હોય, પરાક્રમી પુરૂષ પ્રમાણું;
બે પુરૂષે એક પુરૂષ, ભાગ દ્વાદશને નામે,
કરી વાયદો કંથ, ગયો ગુણવંતો ગામે;
પણ વીશ ઉપર તે વહિ ગયા, અડિ બેઠીછે વાટમાં;
શામળ કહેછે તે સુંદરી, અતિ દીઠી ઉચાટમાં. ૧૦

ઉત્તર—છ ચોખાની એક રતી, ત્રણ રતીનો એક વાલ, સોળ વાલનો એક ગદીઆણો બે ગદીઆણાંનો એક તોલો, એક તોલાના બાર માસા, માસા એટલે મહિના.

## સમશ્યા ૪૩ મી.

ચરણ ચાર બે શીશ, નથી તેને કર એક,
નથી પુંછ કે મુંછ, પેટ વિણ વાંસો નેક:
પુન્યવંતને પાસ, જરપણે તે જાએ;
એકને દુ:ખ દીસંત, એક મહામંગળ ગાયે;
આકારે લેજો ઓળખી વેદના સઘળી વામશો;
શામળ કહે શિવ પૂજન થકી, એહ પદારથ પામશો. ૧૧
ઉત્તર—ઘોડીઓ.

---

## કીમત કવિત. સંગ્રહ.

### પહેલું.

કવિતા ગુણ કથન હમ રાજા રીઝાવન કો,
બાહાનપે ચડે બાત મંગનેકું મેં ભયો.
જોબનપે નવધા બાળા પનઘટપે ઘસી જાત,
ગમતી ગજરાજ હુંકો જાકે શ્રીજમેં ભયો.
નાકુનકી નથનીકો મોતી દંત અધુરનો,
કીધો કટાક્ષ ઘાવ મેરૂ ચલનેકુ ના દીયો.
કહેત બાનીદાસ મેં તો જાતે તે નીભાવાકાજ,
તેરા નેનનકે પ્રભાવમે નીભાવ મેરે હો ગયો.

## બીજું.

એક સમે પ્યારી, ચડી બેઠી અટારી,
તા સમે કારી પીરી બદલી ઘેરાનીહે.
બનમે ચકોર મોર, કોકીલા કરત સોર,
કોયલકી કોક સુન મનમે ઉલસાનીહે.
એસી રત એસી બરત, તે રેહી દેખે બીન પડે ન
ચેન. ઘડી ઘડી પળ પળકુ દુશ્મનકુ હેરાનીહે.
કહે તે હે કેશવલાલ. સુન હો સુજાત જાન,
મીત્રનકો બીસારનો સો મોતકી નીશાનીહે.

## ત્રીજું.

ગામ ગરાસ ધરા ધન ધામનું,
ખોટનું દુઃખ ખરૂં પણ ખોટું;
સંતતી હીન કુટુંબ કુસંપનું.
છાતી તણું દુઃખ તે પણ છોટું,
કરોડ રીપુ તણું કોણ ગણે;
કદી રોગનું આવી ચડે દુઃખ ચોટયું.
મેં મનમાં અનુમાન કર્યું દુઃખ,
સજ્જન વિયોગનું સર્વથી મોટું;

## ચોથું.

તેરા રેંટીયા તોડું મેં ઝુમ કરે,

તેરા હાથ અંગુઠીયા બાંકા બાજુબંધ;
નાકકા ફુલ લટકતા હે.
તેરે પેટ દેખું ગખમલકે ટુકડે,
અંગે સે અંગ ઝટકતા હે.
જરા હસકર ઘુંઘટ ખોલદે બાવરી,
બાવરા જીવ ભટકતાહે.

## પાંચમું.

દુરએ દુરએ દુર ઓ રંડી,
ક્યા હમસે બદન દીખલાવતી હે.
આસકકુસે બેસક દીખા,
ક્યા હમસે તાન મીલાવતી હે.
હમ ઉસ્તાદકે ઉસ્તાદ તેરે,
ક્યા પ્રપંચકી બાત બતાવતી હે.
કવિ પ્રેમ સાગર તો કહેત યું,
ક્યા હાથસે નાક કટાવતી હે.

## છઠું.

કટી ફેંટ છોરનમે, ભ્રકુટી મરોરનમે,
શાલ પેચ તોરનમે, અતી ઉર ઝાંયકે.
મંદ મંદ હાસનમે, બરૂની બીલાસનમે,
આનન ઉજાસનમે, અગ ચોધ છાયકે.

મોતીનકી માલનમે, સાસનકી સાલનમે,
ભ્રકુટીકી તાલનમે ચેટક લગાયકે.
પ્રેમ બાણુ દે ગયો, ન જાનીએ કીને ગયો,
સો પંથી મન લે ગયો, ઝરૂખે દ્રગ લગાયકે.

સાતમું.

પ્રીતમકી કહાં ચલી, કહું ભ્રકુમાન લલી,
લાલનકી ગલીમેં તો લાખ બેર જાઉંગી.
મેને લીયા એહી નેમ, ઇસકું રે કહાં લગ કરે જુરેલ
મેંતો મરકે ચુડેલ હોકે લાલન લપટાઉંગી.

બેત.

કદી ચમનમે જાકે, ગભરાએ દીલ નહીં ઠેરાતા,
જીધરકું જાઉં ઉધર જીગરકુ ખાતા.
ગજબ હે કેર હે યારો સીતમ જુદાઇકા,
ખુદા કીસીકુ ના દીખલાવે ગમ જુદાઇકા.

